# ઝરથુસ્ત્ર સાહેબ એક પયગમ્બર તરીકે.

## કુરમઝદની તેઓ ઉપર ઉતરેલી પસંદગી.

### ખુદા તરફથી તેમને થએલી બશારત.

આવૃત્તિ ૪ થી.

(લખનાર:—શા. હો. ઝાબવાલા.)

જેમની ટૂંકી તવારીખ: Book of Meditations; Call for National service; Hints the Study of English; પારસી પબ્લીક ઝુડો.
અશો જરથુસ્ત્રની જીંદગીનો અહેવાલ; જરથુસ્ત્રની વચન;
ડૉ. બનાજીની જીંદગી, વિગેરેના કર્તા.

નરાજ ગોકળદાસ નેહરુશીએ "ઈન્ડીયન નેશનલ પ્રીન્ટીંગ વર્કસ" માં છાપ્યું.
— ૩૦૧, ખારાબજાર કોટ. મુંબઈ.

મી૦ સ. હો. ઝાબવાલાએ સ્ટાર બીલ્ડીંગ, ગ્રાંટરોડ,
મુંબઈ મધ્યે પ્રગટ કર્યું છે ૧૫, જાયુન, ૧૯૧૯.

# પયગમ્બર અને તેનો અર્થ.

પયગમ્બર કોણને કહેવો? પયગમ્બરનો અર્થ શો? દુન્યામાં જેઓ પયગમ્બર થઇ ગયા છે તેઓ કોણ હતા? વિગેરે સવાલો આપણને સાધારણ રીતે ઉભા થાય છે. ઝરથુસ્ત્ર સાહેબ એક પયગમ્બર હતા, તેઓ મઝદયરની દયનના આ દુન્યાં[illegible] ાર અને જાહેર કરનાર હતા, તેઓ માણસના અવતારમાં આ દુન્યામાં પ્રગટ પાડનાર હતા. છેવટ તેઓ પયગમ્બરોની માફક ખુદાનું એક સ્વરૂપજ હતા. પયગ[illegible] ધારણ કરીને દુન્યામાં જાહેર આવનારાઓમાં ઝરથુસ્[illegible] આગેવાન જગ્યા રોકે છે કારણ જ્યારે જેહાંને ગેલ[illegible] આ દુન્યાનાં ભૂવનમાં ખરાબી અને બદી ફેલાઇ રહે છે. ઇન્સાન જાતમાં બદફએલ અને બદ તરીકતો પંથરાઇ રહે છે. ખુદાતઆલાનો આત્મા કે જે સર્વવ્યાપક છે અને તેની મહોબ[illegible] કે જેની સુવાસના દરેક જગ્યાએ રહેલી છે તે દુન્યાના ભલાં [illegible] સર્વોપરી આવાઝ કાઢે છે અને તેનાં જોરથી દુન્યાના દોર ઉપર તેની મહોબતનું કીરણ એક પયગમ્બરના દેખાવનાં રૂપમાં પ્રકાશ ફેંકી રહે છે. એ કીરણ પોતે પયગામ છે, તે પયગામ ખુદાનાં બહેસ્તનો આવાઝ છે. તે અવાજ પરવરદેગારની મહોબતનું રૂપ છે

## પયગમ્બરીનો અનુભવ.

ઝરથુસ્ત્ર સાહેબ એક જીવતા જાગતા પુરૂષ તરીકે થઇ ગયા હતા કે? તેમના વિષે કથાઓ ખરી હતી કે? એમ કરીને પુછવામાં આવે છે. તેની તપાસ લેતાં આપણે જોઇશું કે પયગમ્બરીના પડછાયા હેઠળ દરેક આત્મા થોડે ઘણે અંશે પસાર થાય છે. આપણે વારંવાર આપણી સાકડી જીંદગીના અનુભવની બારીક

તપાસ કરીશું તો આપણને જણાશે કે આપણે દરેક હસ્તી બાબતો આદમી થોડે યા મોટે દરજ્જે પયગમ્બરનો અંશ ધરાવતા આપએ છીએ. આપણે જો આપણાં દરેક કામની અને વિચારની પવિત્ર મને અને નેક ઉધમથી નોંધ રાખીશું અને તેનું આપણા અનુભવનાં ત્રાજવામાં તોલ કરતા રહીશું તો એક આદમી બીજા તરફ મોટે નહિ તો નાને ભાગે પયગમ્બર બને છે યા બનતો હોય એમ દીસે છે ઘણીક વખતે કુદરતના અમુક દેખાવો યા કુદરતના અમુક બનાવો પણ એજ રીતે આપણા જીવનમાં થોડા ઘણા આકારમાં મુક્તિ તરફનો આપણો માર્ગ સરળ કરી આપનારા થઇ પડે છે. કેટલીક વખતે ખુદ નાદાન બચ્ચાંઓ તરફથી આપણને કુદરતનો પયગામ મળે છે—કુદરત કે જે માત્ર ખુદાના આત્માનું બાહેર પડતું સ્વરૂપ છે—કવિ કુપર કહે છે તેમ " Nature is the effect whose cause is God " મહાન ફીલસુફ એરિસ્ટોટલ જણાવે છે તેમ આપણે સૌ સુખના માર્ગ તરફ ઘસડાવા મથન કર્યે છીએ. સુખનો સેતારો જીંદગીનાં આસમાનમાં દુરથી ઝગે છે; અને એજ આપણો માર્ગ દીપાવે છે. ફારસી કવિ નીઝામીના સુખનમાં બોલ્યે તો

રાત ને દીન પેલો બાતેન ચેરાગ
દીપાવેછ નેહા આપણો દુખ્યારો માર્ગ

એ સુખ મેળવવા આપણે આપણી ઉપર અનેક કાર્ય બજાવતાં સાધનોની અસરો થવા દઇએ છીએ, જેમાં ખુદાનઆલા કુદરત, માણસ અને જાનવરો અને વનસ્પતિઓનો પણ સમાવેશ થાય છે, આ જગત ગોયા એક ભવ્ય સ્કુલ છે જેમાં આપણે સર્વે ચેલાઓ છીએ અને અનુભવ રૂપી શિક્ષણ દરેક ઠેકાણેથી મેળવ્યે

છીએ. એ અનુભવનાં નાનાં મેટાં ચક્કરડાઓમાં આપણે જેમ લપેટાયલા હોઇએ છીએ તેમ આપણી ઉપર ઉપલાં સાધનોની નાની મોટી અસરો થવા પામે છે, એ અસરો ખુદાતઆલાના પયગામનાં પરિણામો છે; એ સાધનો તે આપણા નાના મોટા પયગમ્બરો કહેવાય. ખુદાતઆલા સર્વે ઠેકાણે આપણી નજરો નજર સનમુખ મિત્રો રાખે છે, તેનો છાપ આપણા પર ચાલુ પડતો રહે છે, શું માણુસ જાતનાં કામોમાં કે શું જાનવરોની હિલચાલોમાં યા શું કુદરતની બીજી બનાવટોના આવભાવમાં—તે જો દરેક બારીક રીતે પરીક્ષા કર્યે તો દર પળે પરવરદેગાર માણુસ જાતનાં પવિત્ર મનને અને નીખાલસ દીલને પોતાના સંદેશાઓ પ્હોંચાડતો રહે છે. જેમ ઇન્સાનની તરીકતો બદફેલથી ભરપૂર હોય છે જેમ તેની જીંદગી દુર્ગુણોના કાદવથી ગલીચ થયલી હોય ને અને જેમ તે વધારે ને વધારે ગંદી અને ગીનોણા જેહાનમાં હોળ ઉતરતો રહે છે તેમ તેને એ અચાનક સંદેશાઓ વધુ ચાનક રૂપી કારણ થઇ ને તેને પહોંચે છે. તેમ ખુદા પોતાની બનાવટો મારફતે પેલા ઇન્સાનને વધુ દાદગાહ થાય છે તેમ પરવરદેગાર પોતાની માયા અને પ્રીતી પેલા પાપી તરફથી છોડતા નથી. બલ્કે વધુ પ્રમાણમાં તે દર્શાવે છે અને તેને અવારનવાર દરેક ઠેકાણેથી છુપા શુભ પયગામો પ્હોંચાડતો રહે છે. ખુદાનું અહેસાન તો પહેલીજ તકે અને પવિત્ર દીલે માનવું જોઇએ.

## ઝરથુસ્ત્ર એક પયગમ્બર—ફીલસુફીની રાહે.

એજ વિચારો અને એજ તર્કો આપણે નાના અને સાંકડા અનુભવનાં વર્તુળ પરથી મોટા પર લંબાવીશું તો આપણને પયગમ્બર આ દુન્યામાં માણસનું રૂપ ધારણ કરી ખુદાતઆલાનો આત્મા લઇને આવી શકે એમ માનવાને કારણ રહે છે. જેમ

એક માણસનાં મનને અંધકાર છે તેમ ધારો કે એકસો યા એક એક હજાર આદમીનાં ટોળાંને તેવો અંધકાર કે તેનું અજ્ઞાનપણું છે કે જેને લીધે તેઓ સઘળાં સહન કરે છે; ત્યારે તેઓમાં એક એવો આદમી પેદા પડે છે કે જે સર્વેની રાહબરી કરે છે અને પેલાં ગોથાં ખાતાં પ્રાણીઓને નીચેના નીચાણમાંથી ઊંચે ઊંચાઈ પર લઇ જાય છે, જ્યાં તેઓ સુખ અને જ્ઞાનનો સેતારો જોઈ શકે છે. આ આદમી પેલાં હજાર યા સોનો પયગમ્બર બને છે એ રીતે આપણાં કુટુમ્બો જોઇશું તો તેમાંથી એક એવો અદ્દભુત શકિત ધરાવનારો શખ્શ જન્મ લે છે કે જે ગોયા કુટુમ્બના સેતારામાં ફેરફાર કરી નાંખે છે; તેથી કુટુંબના સઘળાં સભાસદો તેને પુરતું માન અને ચાહ આપે છે.

હજી પ્રમાણમાં વધારીશું તો આપણે એક લાખ કે દશ લાખ આદમીના દેશની વાત લઇશું. ત્યાં ધારોકે રાજ્યદ્વારી બાબદોમાં દેશ પાછળ છે, લોકો આગળ વધવા માટે અફડાતફડી કરે છે, નિર્ધનતામાં લોકો સબડે છે તેવામાં એક આદમી કે જે દેશનાં રાજ્યદ્વારિ પ્રકરણોનો અભ્યાસી છે, જેણે વકતા તરીકે શકિત ખીલવી છે, જેણે રાજ્યદ્વારિ લેખક તરીકે દેશ તેમજ રાજાને પોતાને ઉપયોગી બનાવ્યો છે તે પ્રજા સનમુખ આવીને તેમનુ તારણ કરવા જણાવે છે ત્યારે લોકો તેના પર વિશ્વાસ મૂકે છે તેની રોશનીની જાળમાં સર્વે અંજાઇ ગયાં છે. ને આવી રાજા અને પ્રજા વચ્ચે સમાધાન કરાવે છે અને દેશને આગળ વધારવામાં મદદગાર થાય છે, દેશનું, ટુંકમાં તારણ કરે છે આ તે દેશનો રાજદ્વારિ રાહબર થાય છે.

ત્યારે સાર એટલોજ કે પયગમ્બર એવોઇની ઊંચ ટોચે પુગેલો એક મહાન પુરૂષ હોય છે. તે અમુક સુધારાઓ વધારેમાં કરવા

જન્મ લેઇ જ્યારે ધરતી પર અધર્મ જણાય છે ત્યારે તે ખુદાનું રૂપ માણસના અવતારમાં અત્રે જન્મ લે છે, જેમકે ભગવદ્ ગીતામાં કહેલું છે કે જ્યારે ધર્મ પંથરાયલો હોય છે ત્યારે હું (શ્રી કૃષ્ણ) જણાતો નથી પણ જ્યારે અધર્મ પંથરાઇ રહે છે ત્યારે હું જન્મ લઉં છું. જીંદગીના દરેક વિષયમાં તેનો રાહબર હોઇ શકે છે. ખુદા-તઆલાની મહેર કદીથી આ જગતમાં ઓછી થતી નથી તેથી દરેક વેળાએ દરેક ઠેકાણે નાના મોટા આકારમાં તેનો અંશ માણસનાં શરીર રૂપે જાહેર થાય છે જેમ બાબદ ઉંચી અને લોકો વધારે તેમ પયગમ્બરના પયગામ ઉંચો અને જાવેદાન હોય છે જેઓ ધર્મના સુધારા કરી ગયા તેઓ સર્વેથી ઉંચો દરજ્જો ધરાવશે કેમકે દયન સૌથી મહત્વવાળી ચીજ છે.

ત્યારે આ સાધારણ રીતે સમજ પડે એવું છે કે ઝરથુસ્ત્ર સાહેબ એક પયગમ્બર તરીકે થઇ ગયા હતા. તેઓએ દયન જે મઝદયસ્ની દયન કરીને આજે બીજાયઝ છે તે શીખવી હતી અને તેમની પયગમ્બરી ઘણા બુલંદ પ્રકારની હતી કારણ કે પારસીઓના ચાલતા દિવસોમાં આ મજહબે મોટો ફેલાવો કીધો હતો. ઝરથુસ્ત્ર સાહેબ એક દંત કથા રૂપી નહિ, એક સાધારણ સમજ શક્તિવાન નહિ, એક તવારીખી ફીલસુફ તરીકે નહિ પણ મહાન પયગમ્બરના રૂપમાંજ જન્મ્યા હતા પયગમ્બરી અને પયગમ્બર અશક્ય નથી એમ જો માન્ય તો હવે આપણે ઝરથુસ્ત્ર સાહેબની એક મહાન પયગમ્બર તરીકે ઓળખાણ કરીશું.

## એક મહાન પયગમ્બરના ગુણો.

આપણે ઉપલા દાખલાઓ જોયા તેમાં જેમને આપણે પયગમ્બરો તરીકે ઓળખ્યા છે તેમને વહેવારૂ ભાષામાં પયગમ્બરો નહિ પણ માત્ર રાહતના લાવનારાઓ, ટુંક વખતને માટે નાના અનુભવોનાં વર્તુળમાં મદદગાર થનારા સાલેકો બલ્કે રાહબરો તરીકે ઓળખાવીશું. પયગમ્બરનો માનવંત ઇલ્કાબ તો ફક્ત જેઓ ખુદાઇ બશારત પામીને આ દુન્યામાં ઘણું કરીને મજહબી સુધારાઓ કરીને ખુદા તરફના રાહ રોશન કરે તેમનેજ લાગુ પડી શકે; દાખલા તરીકે જેઓનો અનુભવ બહોળો હોય, જેઓ માણસના દરેક કામકાજમાં

વાકેફ હોય, જેઓ માણસ જાતને દયનની નવી અને ઉમદા તરીકતો શીખવી શકે, જેઓ એક ઉંચાં ભૂવનમાંજ રહી ખુદાની ગેબી શકિતઓ પામીને જે કામ સાધારણ ઇન્સાન નહિ કરી શકે તે કરી બતાવે અને ઇન્સાનનાં જીગરનાં સૂકાનને ફેરવીને તેમની કીસ્તી ખુદાનાં દર્બાબાર તરફ હંકારી લઇ જાય તેમને પયગમ્બરો તરીકે ઓળખવાનો આપણો હકક છે, બલ્કે તેઓને ઓળખાવાનો હકક છે. એક મહાન પયગમ્બરે દીનનો ફેલાવો કરવો જોઇએ છે; તેની દીન બહોળા વિસ્તારમાં કબુલાવી જોઇએ; તેની દીન જાવેદાન રહે એવા પાયા ઉપર રચાવી જોઇએ. એક પીથાગોરાસ, કે એક પ્લેટો કે એક સૉક્રેટીસ કે એક બહાઉલ્લા પયગમ્બર નહિ પણ ફકત રાહબરો, ફીલસફો, દાનાવો તરીકેજ પીછાણી શકાય પણ તેમને પયગમ્બરીનો હકક આપવો નામુનાસેબ છે. તેઓને મહાન પુરૂષો તરીકે ઓલખી શકયે પણ જયાં પયગમ્બર અને મહાન પુરૂષ વચ્ચે તફાવતની સીમા આવે છે ત્યાં આગળ આવી તેઓ અટકી ગયા હતા. તેઓની અંદરની ગુપ્ત શકિત=inner vision હદ મહેદુદ હતી એટલે તેઓ એ જો કે રોશની ફેલાવી પણ તે જ્ઞાન અને ફીલસુફીનીજ. તેમની બશારત તેમના ટુંકે સમાધીનાં પ્રમાણમાંજ હતી. તેઓ ઇન્સાનનું ભલું કરી શકયા હતા પણ ખુદાની મુલાકાત લઇ શકયા નહોતા. તેઓ મહાનતાની પદવી એ પહોંચ્યા હતા પણ પયગામ લાવવામાં હાર્યા હતા. સેન્ટ પોલ કહે છે તેમ તેઓ અંધકારના જમાનામાં રોશની માટે ફાંફાં મારનારા હતા=they were seeking for the light in the midest of darkness if haply they could feel after it. આથી ઝરથુસ્ત્ર સાહેબને મહાન પુરૂષની સીમા આગળજ લાવી મૂકવામાં આપણે ભુલ કરીશું. તેઓ એક પગલું આગળ વધ્યા હતા અને ખુદ યઝદાના દીદગાહ તેમને થયા હતા અને તે બાદ તેઓ એ ગાથા અને માંથ્રવાણીમાં જગતને ઉત્તમ કલામો કહ્યા હતા તેથી તેઓ પયગમ્બરો બલ્કે મહાન પયગમ્બરોની સંફમાં આવી શકે છે.

ઝરથુસ્ત્રે દીનનો ફેલાવો કીધો હતો એ બીના તેમને એક મહાન પયગમ્બર તરીકે ગણાવા માટે પૂરાવારૂપી છે. તેમની દીન તે "મઝદ-

યસ્ની દયન તરીકે ઓળખાય છે કે જેમાં તેઓ એ ખુદા પરસ્તી, એકીશ્વરવાદ અને રાસ્તીના બુલંદ માર્ગ દેખાડયો છે જ્યારે બુત પરસ્તી અને અનેકીશ્વરવાદનો બહિષ્કાર કીધો છે.

## ઝરથુસ્ત્ર પહેલાંના જમાના.

તેઓના જમાના પહેલાં આર્યન લોકો ઐર્ય નેમ વએજો ઉર્ફે આર્ય વ્રત કરીને ઇરાનના પ્રદેશમાં, હિંદુસ્તાનની ઉત્તરે અને કોકેસસની દક્ષિણે આવેલા મુલકમાં રહેતાં હતાં. પાછળથી તેઓ જૂદી જૂદી ચીજોની પૂજા કરવા લાગ્યાં તેઓનો ધર્મ દેવ યસ્નીને લગતો હતો. તે દુર્વંદ જમાનામાં જો તવારીખી નજરે આપણે તપાસ લઇશું તો આપણને માલુમ પડશે કે લોકો જે જાનવરો યા માણસો યા વનસ્પતિઓ તેમને રક્ષણ બક્ષતાં યા તેમની સેવા બજાવતાં તેની તેઓ આરાધના કરતાં; દાખલા તરીકે ગાયગોસ્ફંદો. તેમના શૂરવીર લડવૈયાઓ, વડ, તુળસી વિગેરે ઝાડપાનો, કૂવા, નદી અને તળાવો, તારા સેતારાઓ વિગેરે. જો દંતકથા યા તવારીખ પર વિશ્વાસ નહિ આવે તો સાયન્સ અને ફીલસુફીની નજરે તપાસીશું તો હજી વધુ સમજણ પડશે. જ્યારે ઇન્સાન જાનવરી હાલતમાં હતું અને હજી પ્રગટિકરણ=evolution તેના પૂરતા તબકકામાં આવ્યું નહોતું ત્યારે અમુક ચીજ દાખલા તરીકે ખાધખોરાકીની વસ્તુઓની પૂંજા કરવામાં આવતી હતી. એથીજ અસલના વખતમાં પોમોના, પેલીસ, વરટયુમનસ વિગેરેની આરાધના કરવામાં આવતા હતા. તેજ રીતે ઘોડા ગાય વિગેરે પશુઓ માણસને તેની જીંદગીના નીભાવ માટે ઉપયોગી થઇ પડતાં તેથી તેનીબી પુંજા કરવામાં આવતી હતી. આ તરેહની પુંજાઓ આજેબી જંગલી લોકોમાં કરવામાં આવે છે. વળી એ રીતે જે જાનવરો યા ઇનસાનોથી માણસો ડરતા તેમનેબી એવી રીતે ભોગ યા અર્પણ કરવામાં તેઓ બંદગી થયલી સમજતા, દાખલા તરીકે વાઘ યા વરૂની પુંજા, ખવીશ જેવા દેવો જેઓ પોતાના કઉવતથી બીજાઓને ત્રાસ પોકરાવતાં તેમની પુંજા વીગેરે. આજેબી તેમાંના કેટલાક રીવાજો જાયઝ છે. એ મુજબ લોકો ખુદાનઆલાની પીછાણ માટે સીધી રીતે માર્ગ શોધવા બહુ ગેન્તેઝારી ધરાવતા હતાં. ગયોમર્દ અને તેની પાછળના શહેનશાહોનો

જમાનો એવી દેવસ્યની રીતોથી બીગા નહોતા. તેમની તવારીખમાં દયવો સાથનાં જંગો આપણે ચાલુ વાંચ્યે છીએ અને જ્યારેબી કાંઇ રીતે કુદરતી મૂળ તત્વો elements ભેગાં મળી જઇને નવીજ હસ્તી પેદા કરતા ત્યારે લોકો તેનાં માનમાં જશન કરીને તેનામાં દેવી અંશ છે એમ કરીને તેની પુંજા કરતા, દાખવા તરીકે જ્યારે શાહ હુશંગના વખતમાં આતુશની ચીણગારી એક ચકમકના પથરામાંથી બાહેર પડી ત્યારે તેના માનમાં જશને સદેહ કરવામાં આવ્યું હતું અને આતશની ગોયા બંદગી કરવામાં આવી હતી. પણ હજી ખોદાઈભાનનો પ્રવેશ લોકોના જીગરમાં થયો નહોતો ખુદાના જુદાં જુદાં રૂપો માત્ર એક વાદનાં બાહેરનાં જુદાં જુદાં રૂપો છે એમ કરીને સમજવાનું જ્ઞાન લોકોમાં પૂરતું પકવ થયું નહોતું.

## શાહ જમશીદના જમાના.

જમશીદના જમાનામાં ઇન્સાનના ચાર વિભાગો પાડવામાં આવ્યા હતા જેમાંનો પહેલો ટોળો આથોરનાનો હતો કે જે ધર્મ ગુરૂએનો ટોળો હોય એમ ગણાય છે પણ તે ટોળાએ મઝદયસ્ની ધર્મ નહિજ ફેલાવ્યો હોય; અને તેનું જ્ઞાન અનેક વાદમાંજ સમાયલું હોવું જોઇએ. ઝરથુસ્ત્ર સાહેબની દયનમાં એકવાદ=monotheism=એકજ ખુદામાં માન્યતા ધરાવવાનું મૂળ ફરમાન છે. એટલે તેઓના જમાનામાં પુરાતન મઝદયસની ધર્મ ઉપર જે દેવયસ્નીનું પડ ફરી વળ્યું હતું તેની સામે તેઓ લડત ચલાવનારા હતા. એ એક મહાન પયગમ્બરનો ગુણ છે કે જેથી કરીને તે દરેક ઇન્સાનને ખુદાતઆલાના અંગનો એક ભાગ ગણે તેમજ દરેક હસ્તી ખુદામાંથી નીપજેલી છે અને આયન્દે ખુદામાંજ જઇને મળશે એમ માનવામાં આવે, આ પયગમબરીનું મુળ તત્વ છે. જો ઇશુ ખીસ્ત સાહેબ, મોહમમદ સાહેબ, બઉદ્ધ સાહેબ વિગેરે પયગમબરો પણ જોઇશેં તો ત્યાંબી એજ જણાશે કે મુર્તી પુંજા, જાનવરોની પુંજો વિગેરેને તોડવા માટે આ પયગમબરોએ જન્મ લીધો હતો. મજહબ સૌથી મોટું અને અગત્યનું વિચારનું રૂપ છે. તેના ઉપર દુન્યાની ધરી રહેલી છે એટલે જે મહજબી ફેરફાર કરે એ બહુ મોટો પુરૂષ ગણાય. એ મુજબ ઝરથુસ્ત્ર સાહેબ એક તબકકો એવો

પુરો કરે છે કે જ્યાર બાદ દુન્યામાં હરેક રીતના સુધારા વધારા થવા લાગ્યા હતા.

## ઝરથુસ્ત્રના મોજેજા.

પણ પયગમબરની પંકિતએ પ્હોંચવા પહેલાં પયગમબરે પોતાની લાયકાતો ઇનસાન જાત સનમુખ પુરવાર કરેલી હોવી જોઇએ એ બીના ધ્યાનમાં ઉતરી જાય એવી છે. ખુદ પુરાતન જમાનામાં કે જ્યારે ઇનસાન પ્રગટિકરણની બહુ ઉતરતી હાલતે હોય છે ત્યારે તેની માનયતાને માટે ઇનસાનને પુરાવાની જરૂર હોય છે કે જે પુરાવાને મોજેજાની ઉપમા આપવામાં આવે છે. એ મોજેજાઓ આજેબી હસ્તી ભોગવે છે પણ તેને તે એહકામ આપી શકાતો નથી કેમકે તે ખુદાઇ રાહપર આગળ વધારવા માટે નહિ પણ દુનયવી સગવડતાઓમાં વધારો કરવા માટે છે, દ.ખલા તરીકે માણસનાં શરીરને લગતી વિધ્યા, એરોપ્લેન, તરેહવાર શોધખોળો વિગેરે. જરથુસ્ત્ર સાહેબે મોજેજાઓ કીધા હતા અને ઉંચામાં ઉંચા ભુવનનાં અનુભવ હેઠળથી પસાર થયા હતા દીનકર્દમાં જણાવ્યુ સ કે જનમ વખતે જરથુસ્ત્ર સાહેબે ખુશહાલી દર્શાવી હતી "જરથુસ્ત્રનામાં" માં કહ્યું છે કે જરથુસ્ત્રના પેદર પોરૂપસ્પ પોતે દેવો અને દરૂજોથી પરહીઝ નહિ હતા છતાં યાતુ—જાદુગરોનો દોર પયગમબરે તોડયો હતો અને જ્યારે દરાંસરૂને જરથુસ્ત્રને ઝબેહ કરવા હાથ ઉંચકયો હતો ત્યારે તેનો હાથ સુનય મારી ગયો હતો. જ્યારે બાળક ઝરથુસ્ત્રપર આતશમાં નાંખીને, વરૂઓનાં ટોળાંઓમાં નાંખીને, ગાય ઢોરોનાં ટોળાંઓમાં નાંખીને વિગેરે અનેક હાદેસાઓ પડયા હતા ત્યારે પરવરદેગારે તેમનું રક્ષણ કીધું હતું. એજ રીતે ૩૦ વર્ષે પહેલાં અનેક બીકટ અનુભવ હેઠળથી પસાર થતાં પરવરદેગારે તેમને બચાવ્યા હતા એમ દીનકર્દ અને બીજાં પહેલવી પુસ્તકોમાં જણાવવામાં આવ્યું છે. શાહરેસ્તાની નામનો એસ્લામી ગ્રંથકાર જણાવે છે કે દીનાવરની અંદર એક આંધળાને ઝરથુસ્ત્ર સાહેબે સાજો કીધો હતો.

ત્યારબાદ ત્રીસમે વર્ષે જ્યારે શાંત મનન પછી પયગમ્બર સાહેબે પોતાની દયન જાહેર કીધી તે વેળા એ મુસાફરી કરતાં એક દર્યા આગળ આવી પ્હોંચતાં તેનાં પાણીને રાહ અ.પવાને હુકમ કીધો અને પાણી ખસી ગયાં. ઇરાન સરઝમીનમાં દાખલ થતાં જ્યારે પયગમ્બર સાહેબે અમેશાસ્પંદ વોહુમનો સાથે મશવરત કરી પૂછ્યું કે આ જેહાનમાં સૌથી શ્રેષ્ટ માણસ કોણ? ત્યારે અહુરમઝદે જવાબ આપ્યો કે અશોઇવાળો નર સૌથી શ્રેષ્ટ. ત્યારબાદ મોગીઓની તઅલીમ ખુદ પયગમ્બર સાહેબને તેનાં પુખ્ત આકારમાં મળી તેઓ બળતા પહાડમાંથી વગર હરકતે પસાર થાય છે. તેઓનાં શરીરપર ધગધગતો અંગાર રેડવામાં આવે છે પણ તેઓ એ પરીક્ષામાંથીબી પસાર થાય છે. ત્યારબાદ પરવરદેગાર તેમને અવસ્તા કલામો સપુરદ કરે છે. પછી ઇઝદોના દીદગાહ થાય છે. વસ્તમાં ખુદા સાથે હઝરતની સીધી મુલાકાત વિષે બયાન કરવામાં આવ્યું છે. ગાથામાં તે મુલાકાત અને તે દરમ્યાન પરવરદેગાર સાથે થયલી ગેબી વાતચિતોનો એન્તેખાબ આપણી સન્મુખ મોજુદ છે. ઝરથુસ્ત્રનામામાં મોજેજાંમાં તેમજ એસ્લામી લેખક મીરખોન્દ પણ એ મોજેજા બાબે એશારા કરે છે. ત્યારપછી શાહ ગુસ્તાસ્પની દરબારમાં જવાનું પરવરદેગાર તરફથી ફરમાન મળે છે. તેમાં ફતેહ મળે તે સારૂ પયગમ્બર સાહેબ અરદ્રીસૂરની મદદ ચાહે છે. દરબારમાં તેમના ઉપર જાદુગર તરીકે તોહમત મુકવામાં આવતાં ત્યાં આગળ એક ઘોડાપર પયગમ્બર સાહેબ મોજેજો કરે છે અને તેનાં શરીરમાં તેના ઢસી ગયલા પગને પોતાની શકિતથી બાહેર કાઢે છે. ગુસ્તાસ્પ શાહ પયગમ્બરની દયનમાં યકીન ધરાવીને ઝરથુસ્ત્ર સાહેબે શરબત આપ્યું છે તે પીએ છે કે તરત ગુસ્તાસ્પને બહેસ્તના દીદાર થાય છે. અસ્ફન્દીઆરને દાડમ ઉર્ફે અનારના દાણા આપે છે કે તેનું શરીર હરવેસ્પતવાના થાય છે; જામાસ્પને અત્તર આપે છે કે તેને જ્ઞાનની રોશની મળે છે; પેશોતનને દુધનો પ્યાલો પાય છે કે તેને અમરગીનું સુખ હાંસેલ થાય મીરખોન્દ પોતાની તવારીખમાં જણાવે છે કે ઝરથુસ્ત્ર સાહેબ આતશના ગોળાને કશી પણ ઇજા વિના હાથમાં ધરતા હતા. પયગમ્બરની

પનાહ હેઠળ ખુદ શાહ ગુસ્તાસ્પમાં પણ કાંઇક અંશે મોઅજ્જનની શકિત આવી હતી. અવસ્તાના તઅવીઝ કલામોમાં ગ્રાંથવાણીના ગુણો હોય એમ જણાય છે. ગુસ્તાસ્પે કીશ્મીરમાં સરોવરનું ઝાડ રોપ્યું હતું તે ફીરદોસી જણાવે છે કે એટલું ઉંચું ઉગ્યું હતું કે તેના ઉપર કોઇથી કમરબંદ બી નાંખી શકાતો નહિ. જ્યારે મોસ્લીમ રાજ્યમાં ખલીફ મુતવક્કલે ઝાડ કપાવી નાંખ્યું હતું ત્યારે તેની તળે હજારો જાનવરો તડકામાંથી બચવા સારૂ છાંયડામાં બેસતાં.

## ઝરથુસ્ત્ર માટે ફીલસુફોના વિચારો.

એક પયગમબર તરીકે ઝરથુસ્ત્ર સાહેબના કલામોએ દરેક દુર દરાઝના મુલકોમાં પ્રવેશ કીધો હતો તે આપણે એટલા ઉપરથી જાણી શકીશું કે પીથાગોરાસ નામનો જે મહાન ગ્રીક ફીલસુફ થઇ ગયો હતો તેણે ક્રાઇસ્ટ સાહેબ પહેલાં ગ્રીક લોકોની ધાર્મિક રાહબરી કરી હતી. તેણે જૂના જમાનામાં ગ્રીક પયગમબરનો ભાગ ભજવ્યો હતો, આ ફીલસુફ ઇજીપ્ટ ગયો હતો અને ત્યાંના મગી લોકો સાથે વાદવિવાદ ચલાવી ઘણુંક જ્ઞાન સંપાદન કીધું હતું, પોર ફાઇરીઉસ કે જેણે પીથેગોરાસની જીંદગી લખી છે તે ઝરથુસ્ત્ર સાહેબ અને પીથાગોરાસના સંબંધ વિષે લખતાં જણાવે છે કે:—“ He has inculcated truth before all things: this alone can render man God-like since also in God ( called by the Magi Oromazes ) the body as he learnt from them, resembles light, whilst the soul is like unto truth. ” આગળ ચાલતાં એક પુસ્તકમાં જણાવવામાં આવે છે કે He had intercourse not only with the other Chaldoeans, but also with Zabratas by whom he was purified from the times of his earlier life, and was taught how zealous people must keep themselves pure; there he had also heard the doctrine of the nature and the first principles of the Universe.”

# ઝરથુસ્ત્ર સાહેબ પોતાની ફર્જ બાબે શું કહે છે?

ઝરથુસ્ત્ર સાહેબ પુરાતન જમાનામાં વર્ષો અગાઉ જન્મ પામયા હતા અને પોતાની જીંદગી દરમયાન દરેક પયગમબરોને જેમ કડવા અનુભવો હેઠળથી પસાર થવું પડયું હતું, તેમના ઉપર પેયગામ આપવાની ગોયા ફર્જ પરવરદેગાર તરફથી નાંખવામાં આવી હતી એ આપણને યઝસ્નેના ૮માહા ઉપરથી જણાય છે કે જ્યાં તેઓ જણાવે છે કે "હું કે જે ઝરથુસ્ત્ર છું તે તથા બીજાઓ ઘેરોના. મહોલ્લાઓના, કસ્બાઓના તથા મુલકોના આગેવાનોને આ દીન કે જે અહુરમઝદ તરફની ઝરથુસ્ત્રી દયન છે તેના નિયમ મુજબ અને તેનાં વચન તેમજ તારીફ પામેલાં કામો મુજબ ચલાવીશ." પયગમબરીનો ઇલમ પરવરદેગારની ચાલુ બશારત અને મહેરથી અમલમાં મુકી શકાય છે. એથી ગાથા કે જે ઝરથુસ્ત્ર સાહેબનાં પોતાનાં વચનો છે તેમાં તેઓ એ બસારત અને મહેરની હમેશાં આર્ઝુમંદ માંગણી કરે છે. તેઓ કોઇબી દુન્યવી દાનવ યા પરહીઝગાર તરફથી કશીબી બક્ષેસ મળી હોય એમ જણાવતા નથી જે જણાવે છે કે તેઓ ફકત ખુદાતાલાનાં ભાનમાંજ નિર્ગમન થઇ રહેલાં હતા. યઝસ્નેના ર૮મા હામાં તેઓ જણાવે છે કે:—"નમનતાઇથી હાથ ઊંચા કરતો આ ખુશહાલીની ઉમેદ રાખું છું કે પહેલાં અહુરમઝદનાં સ્પેન્તોમીનોનાં રાસ્તી ભરેલાં તમામ કામો તથા ભલાં મનની અકકલ જેથી જેહાંનનાં રવાનને હું ખુશહાલ કરૂં." આ ઉપરથી માલુમ પડે છે કે પયગમબર તરીકે જે સર્વોત્તમ શ્રેષ્ઠ બુધ્ધિ કે જે મારફતે અહુરમઝદને પ્હોંચી શકાય છે તેની બક્ષેશ થાય તે મુરાદ તેઓ દરેક ઠેકાણે ચાહે છે. બેહમન અમશાસ્પંદ મારફતે ખુદાને પ્હોંચવામાં ઢીલ થાય છે તો

ઝરથુસ્ત્ર સાહેબ વધુ ઇન્તેજાર બને છે અને ખુદ ખુદાતાલાની જબા નથી જાણવા માગે છે કે આ ખલકતની બનાવટ કેમ થઇ બહેસ્ત ક્યાં છે, સર્વે અનાસરોનો પેદા કરનાર કોણ છે વિગેરે એ રીતે જે સર્વે તૈયારીઓ એક પયગમ્બર માટે અવશ્યની હોય છે તે સર્વે ઝરથુસ્ત્ર સાહેબ ચાહે છે. જ્યારે પરવરદેગાર તરફથી તેમને જ્ઞાન મળ્યું ત્યારે તેને જાહેરાત આપવા તેઓ એ પોતાના ચેલાઓ તેમજ પોર્યો દકેશાન સનમુખ એક ભાષણ કીધું હતું જે યઝસ્નેના ૩૦મા હામાં આપ્યું છે. આ ભાષણમાં તેઓએ ભલી અને બુરીએ બે શક્તિઓ વિષે વિવેચન કીધું અને નેક જીંદગીનાં બધારણ વિષે પોતાના બશારત પામેલા વિચારો આ દુન્યાને જાહેર કીધા.

## ઝરથુસ્ત્ર સાહેબની પયગમ્બર તરીકેની વાયેજો.

ઝરથુસ્ત્ર સાહેબ દુન્યામાં પહેલવહેલાજ એવા પયગમ્બર થઇ ગયા કે જેઓએ ફીલસુફીની રાહે ખુદા, જીંદગી, નેકી, બદી વિગેરે સંબંધી વિષે બ્યાન કીધું છે તેઓએ જણાવ્યું છે કે સર્વે વસ્તુઓનો પેદા કરનાર અહુરમઝદ છે. વંદીદાદની એક પરગરદમાં ખુદાતાલા જણાવે છે કે હું સર્વે વસ્તુઓનો બનાવનાર છું; અને હોરમઝદ યસ્નમાં તો તેથીબી આગળ વધીને જણાવવામાં આવે છે કે અમેષાસ્પંદો વટીક અહુરમઝદે બનાવેલા છે. વળી પયગમ્બર સાહેબ જણાવે છે કે આ દુન્યામાં સ્પેન્તોમીનો અને અંગ્રમીનો કરીને બે મીનોને પરવરદેગારે કામે લગાડયા છે. એક પેદા કરે છે, બીજો નાશ કરે છે. અહુરમઝદ પોતે "સ્પેન્તો તેમો મીનો" કરીને પોતાને ઓળખાવે છે કે જેનો અર્થ "ઘણીજ વૃદ્ધિ કરનારો" એવો થાય છે.

આગળ ચાલતા ઝરથુસ્ત્ર સાહેબ મજહબ પાળવામાં સ્પેન્તો મઇન્યુશની પેદાયશોને આરાધવા તેમજ તેમની જાળવણી કરવા અને અંગ્રેમઇન્યુશની પયદાયશોનો નાશ કરવાનો મૂળ તરીકો જણાવવા પોતાનું ફરમાન આપે છે અને એ સર્વેમાં પયગમ્બરને જેમ પરવરદેગાર સહાયકારક થાય છે તેમ ઝરથુસ્ત્ર સાહેબને પણ ખુદાતાલા મદદગાર થાય છે. અવસ્તામાં જણાવવામા આવ્યું છે કે ઝરથુસ્ત્ર પયગમબરના જન્મથીજ કુદરતમાં સ્પેન્તો મઇન્યુશની પયદાયશો ખુશહાલ થઇ અને અંગ્રેમઇન્યુશની પયદાયશો ગમીમાં ગીરફતાર થઇ અને અફસોસ કરવા લાગી. વંદીદાદની ૧૯ મી પરગરદમાં જણાવવામાં આવ્યું છે કે ઝરથુસ્ત્રની પુંઠ લાગેલા દેવોએ તે સાહેબનો નાશ કરવા ઘણાક ઉપાયો શોધી કાઢયા હતા; પણ જ્યારે સ્પેન્તો મઇન્યુશનું તત્વ તે સાહેબમાં ઓર આમેઝ થયલું હતું ત્યારે પોતાની નેમમાં દેવો ફાવ્યા નહિ; અને અંતે તેઓએ દીલગીરી ભર્યો પોકાર કીધો કે અફસોસ! પોરૂષસ્પનાં ઘરમાં ઝરથુસ્ત્ર જેવો નર પેદા પડયો છે,

યઝશોના આખા ૪૫ હામાં ઝરથુસ્ત્રે પરવરદેગાર તરફથી વૃદ્ધિ ઇત્યાદિ કરવાનું જે જ્ઞાન મેળવ્યું હતું તેના ફેલાવા સારૂ તેઓએ લોકોમાં કેવી વાયજો કીધી હતી તેનો સમાવેશ કરવામાં આવ્યું છે,

## ઝરથુસ્ત્ર અહુરમઝદના કલામો જાહેર કરે છે.

યઝશ્નેમાં ઝરથુસ્ત્ર પયગમબરીને તબકકે પહોંચ્યા પછી બે મીનોઇ શકિત વિષે બોલતાં જે જણાવે છે તેમાં તેઓ અહુરમઝદને પોતાના બાપ તરીકે અને પોતાને તેમના અંશ દાખલ જાણે ઓળખાવતા હોય એવું દર્શાવવામાં આવ્યું છે. તેઓ ઇન્સાન જાતને કહે છે કે આ ખલ્કતની બે શકિતઓ વિષે હું તમને સમજાઉં

છું કે એમાંનો સ્પેન્તો મઇન્યુશ જે વૃદ્ધિ કરનાર હતો તેણે કોતાઇ કરનાર અંગ્રેમઇન્યુશને જણાવ્યું કે મારૂં મન, મારી શીખામણ, મારી અકકલ, મારી પસંદગી, મારાં વચન, મારાં કામ, મારી દીન, તથા મારૂં રવાન તારી સાથે મળતું થવાનુંજ નથી. × × × દાનાઇ ભરેલા અહુરમઝદે જે મને કહ્યું છે તે હું તમને કહી સંભળાવું છું કે તમારામાંનો જેઓ કોઇ આ માંથ્રને મન, વચન તથા કરણીથી અમલમાં નહિ લાવશે તેને આ જીંદગીનું છેવટ દુઃખી નીવડશે યાને જે મારો મજહબ નહિ કબુલશે તેને સુખ મળશે નહિ. × × × સચ્ચાઇથી અહુરમઝદે મને જણાવ્યું છે કે તેણે આ દીન આપી છે, તથા ભલાં કામ કરનારી તાબેદારી તેની બેટી છે, × × × જેઓ મારા મારા સખુનોને કાન આપશે તેઓને અહુરમઝદ તે ભલી મનસ્નીનાં કામો કરનાના બદલામાં તંદુરસ્તી તથા અમરગીએ પ્હોંચાડશે.

વળી ગાથાના ૨૯મા હા ઉપરથી માલુમ પડે છે કે ખુદ અહુરમઝદે ઝરથુસ્ત્ર સાહેબને પોતાના પયગમ્બર તરીકે પસંદ કીધા હતા; અને તેવણુને પોતાની ગેબી શકિતઓ પુરી પાડવા અહુરમઝદે પોતાની ખાહેશ દેખાડી હતી. અહુરમઝદ રામ યસ્તમાં રામ યઝદની બંદગી કરે છે અને ક્રિયાઓ કરે છે તેનો હક્ક ફકત ઝરથુસ્ત્ર સાહેબનેજ આપવામાં આવ્યો છે. એ બતાવે છે કે અહુરમઝદની પસંદગી ઝરથુસ્ત્ર સાહેબ ઉપર એક પયગામ લાવનાર તરીકે ઉતરી હતી. ત્યારે એવા અહુરમઝદે નીર્માણ કરેલા પયગમ્બરને આપણે આરાધીશું ! આમીન !

